# સોવિયેટ-ફિન્લેન્ડ

કિંમત ૧ આનો

: પ્રકાશક :

અમદાવાદ મહાસભા સમાજવાદી પક્ષ

પ્રાર્થનાસમાજ અમદાવાદ

સાચી હકીકતને ખોટા સ્વરૂપમાં રજૂ કરવાની કળા બ્રિટિશ ... સૌથી વધારે કેળવી છે. અને તે માટે તેણે પ્રચંડ પ્રચારયંત્ર ઊભું કર્યું છે.

એવા ખોટા પ્રચારની એક મોટી ઈમારત આજે ફિન્લેન્ડના મુદ્દા પર ઉભી ...ઈ રહી છે. ઘણું ખરું તો લોકો એને "જુઠ્ઠી વાત છે" એમ કરીને અવગણે છે.

પરંતુ, આ બધું જુઠ્ઠાણું છે એમ કહેવાથી આપણું ક. નથી થતું. સાચી વાત શી છે એ પણ આપણે શોધી કાઢવાનું —

## પ્રત્યાઘાતી બળોનું મુખ્ય મથક–બ્રિટન

૧૯૩૯ ના માર્ચમાં સોવિયેટ યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી -કોંગ્રેસ વખતે કામરેડ સ્ટેલિને જણાવ્યું હતું કે બીજી શાહીવાદી લડાઈ બે વર્ષથી ચાલી રહી છે. જર્મની કે બીજાં રાજ્યો ફાસિસ્ટ અને શાહીવાદી છે પરંતુ આખી દુનિયામાં સૌથી મોટું શાહીવાદી બળ એ બ્રિટિશ સામ્રાજ્ય છે અને દુનિયામાં ફાસિઝમનું મૂળ અને લ: ઉશ્કેરનારૂં બળ પણ એ જ છે. બ્રિટન એવું ગંદુ કામ હમે બીજા પાસે કરાવે છે. દૂર પૂર્વમાં ચીનને ગુલામ બનાવવાના કા: બ્રિટન જાપાન તરફ આંખ મીંચામણાં કરે છે ને છૂપી સહાનુ પણ આપે છે. યુરોપમાં પ્રત્યાઘાતના કેન્દ્ર તરીકે હિટલરને ઉ: આપવાની નીતિ તેણે અખત્યાર કરી હતી અને સોવિયેટ અને હિ અથડામણમાં આવે એવી બાજી ગોઠવવામાં ચેમ્બરલેઈન રોકાયો નાનાં રાજ્યોની સ્વતંત્રતા લૂંટાવી દેવા માટે બ્રિટન હંમેશાં રહે છે. ઓસ્ટ્રિયા, સ્પેન અને આલ્બેનિયાને તેણે ફાસિઝમની ભઠ્ઠ હોમી દીધાં. ઝેકોસ્લોવાકિયાના હાથ પગ બાંધીને તેણે તેને હિટલર·

...ી નીચે ધરી દીધું. અને આખરે, પોતાની શાહીવાદી બાજીના પ્યાદા ...કે તેણે પોલેન્ડને પણ વધેરી દીધું. પોલેન્ડની સ્વતંત્રતા બ્રિટને ...ાવી અને હિટલરે લૂંટી. હિંદુસ્તાન સહિત, દુનિયાના પ્રદેશો અને ...ીનો સૌથી મોટો ભાગ બ્રિટને ગુલામ બનાવ્યો છે. બાલ્ટિક ...મુદ્રની આસપાસનાં રાજ્યો-સ્વીડન, નોર્વે, ડેન્માર્ક અને ફિન્લેન્ડ એ પણ બ્રિટિશ મૂડીવાદ માટેનાં બજારો જેવાં જ છે.

## સોવિયેટ અને તેના પડોશીઓ-પોલેન્ડ અને ફિન્લેન્ડ

૧૯૧૪-૧૮ ની પહેલી શાહીવાદી લડાઇ વખતે તે લડાઈને ...ઝાદીની લડાઈમાં પલટાવી દઈને રશિયાની જનતાએ બોલ્શેવિક ... અને લેનિનની આગેવાની હેઠળ ઝારશાહીને ઉથલાવી પાડીને ...ર કિસાનોનું સોવિયેટ રાજતંત્ર સ્થાપ્યું કે તરત જ બ્રિટન, ...ે જર્મન ઈટાલિયનની શાહીવાદી સત્તાઓએ સોવિયેટને કચડી ...ીને ઝારશાહીને પાછી લાવવાનો પ્રયત્ન કર્યો. પણ એ પ્રયત્ન ...ફળ નીવડયો અને તેના સામનામાંથી લાલ લશ્કરનો જન્મ થયો. ...ીસ વર્ષમાં સોવિયેટે સમાજવાદી સમાજની રચના કરી અને ...વાદીઓ સામે રક્ષણ કરવા માટેની પ્રચંડ તૈયારી પણ કરી. ...બ્રિટન અને જર્મનીની શાહીવાદી સરકારોએ સોવિયેટને ખતમ ...ી નેમ પડતી નહોતી મૂકી. દુનિયાની સૌથી મોટી શાહીવાદી ...તરીકે બ્રિટનને ખબર હતી કે સોવિયેટ વિરુદ્ધની લડાઇ તેણેજ ...અને પાર પાડવી જોઇએ. સોવિયટને પણ ખબર હતી કે ...નો મુખ્ય હલ્લો તેના પર જ આવશે. સોવિયેટ પર આક્રમણ ... એવા બે રસ્તાઓ (પોલેન્ડ અને ફિન્લેન્ડ) જર્મની અને બ્રિટન ...ાનો પ્રયત્ન કરતાં હતાં. પોલેન્ડ અને ફિન્લેન્ડ બંને રાજ્યો ...ના વિરોધી હતાં એટલું જ નહિ પણ સોવિયેટ સામેની ...ઓમાં જર્મની અને બ્રિટનના તેઓ સાથી હતાં.

૧૯૧૭ માં રશિયામાં ઝારશાહી સામે ક્રાંતિ થઈ અને ઝારશાહીનો અંત આવ્યો તે પહેલાં લગભગ એક સદી સુધી પોલેંડ તેમજ ફિન્લેંડ રશિયન સામ્રાજ્યનાં ગુલામ હતાં. પણ ઝારશાહીના પતન પછી રશિયામાં જે કામચલાઉ મૂડીવાદી કેરેન્સ્કીની સરકાર આવી તેણે ફિન્લેંડમાં રિપબ્લિક-પ્રજાતંત્ર જાહેર કર્યું. આ પહેલી પાર્લામેન્ટમાં અર્ધા સોશીઅલ ડેમોક્રેટો* અને અર્ધા મૂડીવાદીઓ ચૂંટાયા હતા. મેનંરહીમ જે આજે પ્રત્યાઘાતી ફિનિશ સરકારનો લશ્કરી વડો છે તે તેવખતે પ્રમુખ હતો. રશિયાની કામચલાઉ સરકારની જેમ આ ફિનિશ સરકાર પણ ત્યાંના આર્થિક સવાલોનો ઉકેલ ન કરી શકી ને હડતાળો અને બંડો થવા લાગ્યાં. ૧૯૧૭ ના નવેમ્બરની ૭ મી એ રશિયામાં મજૂર કિસાન ક્રાંતિ થઈ. અને બોલ્શેવિક પાર્ટી સત્તામાં આવી પછી ફિનિશ ધારાસભાએ ફિન્લેંડને સ્વતંત્ર જાહેર કર્યું. બોલ્શેવિક પક્ષે આ પગલું આવકાર્યું અને તેને મંજૂર રાખ્યું. લેનિને રાષ્ટ્રો માટે સ્વનિર્ણયનો હક છે એ સિદ્ધાંતની ઘોષણા કરી અને ૧૯૧૮ માં જર્મની અને રશિયા વચ્ચે થયેલી બ્રેસલિટોવ્સ્કની સંધિમાં પણ ફિન્લેંડને સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકારવામાં આવ્યું.

પણ તરત જ ફિન્લેંડમાં મજૂરકિસાન ક્રાંતિ થઈ અને ફિન્લેંડને સોવિયેટ જાહેર કરવામાં આવ્યું. પણ મેનરહીમની આગેવાની હેઠળ મૂડીવાદી, રજવાડી અને જમીનદારી બળોએ-પ્રતિ ક્રાંતિ કરી અને સ્પેનની જેમ આંતર વિગ્રહ ચાલ્યો. ૧૯૩૭ માં સ્પેનમાં જેમ ફાસિસ્ટ ફ્રાંકોએ સ્પેનની પ્રજાકીય સરકાર સામે બંડ કર્યું અને પરદેશી ફાસિસ્ટ તથા શાહીવાદીઓની—મુસોલિની, હિટલર

* યુરોપના ઘણા દેશોમાં એ પક્ષો સ્થપાયા હતા. પરંતુ તેમણે દરેક સ્થળે ખરી અણીને ટાણે જનતાની ક્રાંતિને બદલે બંધારણવાદનો માર્ગ લીધો છે, અને ક્રાંતિનો રસ્તો રુંધ્યો છે. આમને 'ભોળા' અગર તો 'કહેવાતા સમાજવાદી' કહી શકાય.

અને ચેમ્બરલેઈનની—મદદ વડે સ્પેનિશ પ્રજાને ગુલામ બનાવી તેવી જ રીતે મેનરહીમે પણ જર્મન લશ્કરની મદદથી ફિનિશ જનતાની ક્રાંતિ કચડી નાખી અને ૧૫૦૦૦ કોમ્યુનિસ્ટો તથા સોશિયાલિસ્ટોની તેણે કતલ કરી અને ૭૪,૦૦૦ ને કેદમાં પૂર્યા. તેણે એક લાખનું "સફેદ લશ્કર" ઊભું કર્યું. અને હિટલરના નાઝી લશ્કરનું કામ તેણે કરવા માંડ્યું. મેનરહીમે ૪૬ ટકા લોકો પાસેથી મતાધિકાર છીનવી લીધો અને ૧૯૧૮ ની ફિનિશ ડાએટ (ધારાસભા) માંથી સમાજ-વાદીઓને બાકાત રાખવામાં આવ્યા. ડાએટમાં જર્મનીની તરફેણનું વલણ મોટું હતું અને જર્મનીની માગણી અનુસાર કૈસરના એક સાળાને ફિન્લેન્ડનો રાજા બનાવવાનું પણ તેણે નક્કી કર્યું, પરંતુ કૈસરની પડતીને કારણે એ યોજના તૂટી પડી, અને મેનરહીમે પોતાની જાતને રીજેન્ટ(વાલી) જાહેર કર્યો. ભારે દમન છતાં ૧૯૧૯માં ડાએટમાં ૨૦૦ માંથી ૮૦ બેઠકો સોશિયલ ડેમોક્રેટોએ મેળવી. ૧૯૨૧ સુધી "સફેદ" સરકાર ચાલુ રહી અને દમનનું ચક્કર પણ પૂરજોસમાં ચાલુ રહ્યું. ૧૯૨૧ માં નાના જમીનદારોનો પક્ષ સત્તામાં આવ્યો અને દમન જરા હળવું પડ્યું.

૧૯૨૫ થી ૧૯૨૭ દરમિયાન સોશિયલડેમોક્રેટ સરકાર સત્તામાં આવી અને તેણે બંધારણીય માર્ગને વળગી રહેવાની જાહેરાત કરી અને કોમ્યુનિસ્ટોને પોતાના પક્ષમાંથી દૂર કર્યા, એટલે કોમ્યુનિસ્ટોએ સ્વતંત્ર કોમ્યુનિસ્ટ પાર્ટી સ્થાપી. ૧૯૨૭ માં ફરી પાછો નાના જમીનદારોનો પક્ષ સત્તામાં આવ્યો અને સરકાર વધુ ને વધુ પ્રત્યાઘાતી બનતી ગઈ, અને ફાસિસ્ટ સંસ્થાઓને તેણે ખુલ્લી રીતે ઉત્તેજન આપવા માંડ્યું. ૧૯૩૦ માં ફાસિસ્ટોએ તોફાનો પણ કરાવ્યાં અને સંખ્યાબંધ કોમ્યુનિસ્ટોનાં ખૂન પણ કર્યાં. સરકારે કોમ્યુનિસ્ટ પાર્ટીને ગેરકાયદેસર જાહેર કરી. ૧૯૩૬ માં સોવિયેટ ડેમોક્રેટો (ઉપલો મધ્યમ વર્ગ), વિનીતો (મૂડીવાદીઓ) અને

જમીનદારોની સંયુક્ત સરકાર હયાતીમાં આવી જે હમણાં થોડા દિવસ સુધી હયાત હતી. તેણે પણ કોમ્યુનિસ્ટોને જેલમાં જ રાખ્યા. એ સરકાર પર મુખ્ય કાબૂ ફાસિસ્ટોનો જ હતો અને હિટલર અને બ્રિટનના અંગૂઠા નીચે તે દબાયેલી હતી.

## ફિનિશ સરકારની નીતિ

ફિન્લેન્ડની સરકારની નીતિ તેની આર્થિક પરિસ્થિતિ પર આધાર રાખતી હતી. ફિન્લેન્ડના ઉદ્યોગો અને નિકલની ખાણોમાં રોકાયેલી મૂડીમાં ૪૫ ટકા કરતાં વધારે હિસ્સો બ્રિટિશ મૂડીનો છે અને બીજા ઉદ્યોગોમાં અમેરિકન મૂડીનો હિસ્સો પણ ઘણો મોટો છે. આથી ફિનિશ સરકારની નીતિ નક્કી કરવામાં એ બંનેનો ફાળો મોટો રહે છે. ફિન્લેન્ડના જમીનદારો અને સરદારોનો કાબૂ પણ સરકાર પર સારા પ્રમાણમાં છે. મેનરહિમ પોતે અર્ધ જર્મન સરદાર છે. ફિન્લેન્ડનો જમીનદાર અને સરદાર વર્ગ હિટલરને પોતાના ઉદ્ધારક તરીકે ગણે છે અને તેઓ સોવિયેટના કટ્ટર દુશ્મન છે. તેમની નીતિ શરૂઆતથી જ સોવિયેટ વિરોધી રહી છે. મેનરહિમે ક્રાંતિ દાબી દીધા પછી ફિન્લેન્ડને સોવિયેટ સામેના શાહીવાદી હલ્લાઓનું એક મથક બનાવવામાં આવ્યું હતું. અનેક મુસીબતોમાં સપડાયેલું હોવાથી ૧૯૨૦ માં સોવિયેટે ફિન્લેન્ડ સાથે ડોરપેટની સંધિ કરી અને પેટસામો જીલ્લો તેને સોંપ્યો. એ જ આજે સોવિયેટે તેની પાસે ૩૦ વરસને પટે માગ્યો હતો. પેટસામોનું બંદર એક ઘણું મહત્વનું સ્થાન છે. બાલ્ટિક સમુદ્ર શિયાળામાં મોટે ભાગે બરફથી છવાઈ જાય છે અને પેટસામો બંદર જ બરફથી મુક્ત રહે છે. સોવિયેટ પરનો હુમલો એ બંદરેથી જ કરી શકાય એમ છે. ૧૯૩૭ થી એ બંદરમાં ઇટાલિયન અને જર્મન વહાણોની અવર જવર વધવા માંડી અને માછલાં મારવાના ઉદ્યોગને નામે પેટસામો ધીમે ધીમે હિટલરનું નૌકા મથક બનવા લાગ્યું હતું. બીજી બાજુ આલેન્ડ ટાપુ પર ફિનિશ સરકારે

હિટલરની કિલ્લેબંધી કરવા માંડી હતી, જ્યાંથી સોવિયેટપર બૉમ્બમારો ચલાવી શકાય. સોવિયેટના મોટા શહેર લેનિનગ્રેડથી ફિનિશ સરહદ ફક્ત ૨૦ માઈલ દૂર છે, અને આજની તોપો ૫૦ માઈલ સુધી બોંબ વરસાવી શકે છે.

હિટલર સત્તામાં આવ્યો કે તરત જ તેણે ફિન્લેન્ડ સાથેનો સંબંધ ગાઢ કરવા માંડ્યો. ૧૯૩૩ના ઓકટોબરમાં કેસલ રોકેલ્સ્ટા ખાતે સ્વીડનના નાઝી આગેવાનો અને માર્શલ ગોરિંગ વચ્ચે થયેલી ખાનગી મસલત દરમિયાન ફિનિશ સરકારનો પણ એક પ્રતિનિધ હાજર હતો. ૧૯૩૫ના સપ્ટેમ્બરમાં પૂર્વ પ્રાશયામાં મળેલી ફેસિન્ટર્ન (ફાસિસ્ટ આંતરરાષ્ટ્રીય)ની મીટીંગમાં જર્મની, હંગેરી, પોલેન્ડ અને ફિન્લેન્ડ મળીને સોવિયેટ વિરોધી બ્લોક ઊભો કરવાની યોજનાની વિચારણા થઈ તેમાં ગોરિંગ અને મેનરહિમ બંને હાજર હતા. લંડન ટાઈમ્સમાં એ વખતે ખબર આવ્યા હતા કે "ફક્ત હવાઈ હુમલાની જ નહિ પણ નાકા અને લશ્કરી હુમલાના ખ્યાલોની પણ આપલે થઈ હતી. એ મીટીંગમાં બલ્ગેરિયા ફિન્લેન્ડ અને રૂમાનિયાના પ્રતિનિધિઓ પણ હતા." આ રીતે કોમિન્ટર્ન (કોમ્યુનિસ્ટ આંતર રાષ્ટ્રીય) વિરોધી, એટલે સોવિયેટ વિરોધી કાવત્રાંબાજીમાં ફિન્લેન્ડનું મહત્વનું સ્થાન જાણીતું હતું.

આમ ધીમે ધીમે પણ ચોક્કસ રીતે ફિન્લેંડ સોવિટયેટ સામેના હુમલાનું સૌથી મહત્ત્વનું મથક બનતું જતું હતું. ખાસ કરીને, પોલેન્ડની સરકારના અંત પછી અને પશ્ચિમ યૂક્રેઈન સોવિયેટ સાથે ભળી જવાથી સોવિયેટ સામેનો એ દરવાજો બંધ થઈ ગયો અને ઉત્તરપશ્ચિમનો ફિન્લેંડનો દરવાજો જ ખુલ્લો રહેતો હતો. આથી ફિન્લેન્ડની પ્રત્યાઘાતી સરકારને ટેકો આપવો એ બ્રિટન માટે મહત્ત્વનો મુદ્દો બની ગયો હતો. ઇંગ્લેંડ અને સોવિયેટ વચ્ચે સંદેશા ચાલતા હતા ત્યારે સોવિયેટની એક શરત એ હતી કે ફિન્લેન્ડ અને બીજાં

નાનાં બાલ્ટિક રાજ્યોની આઝાદીની રક્ષા કરવા બંનેએ કબૂલાત આપવી જોઈએ. પણ બ્રિટને તેમ કરવાની ના પાડી કેમકે ફિન્લેન્ડ મારફત સોવિયેટ પર હિટલર હુમલો કરી શકે એ માટેનો રસ્તો તેણે ખુલ્લો રાખવો હતો. સોવિયેટ-જર્મન-કરાર પછી સોવિયેટે સ્વતંત્ર રીતે બાલ્ટિક રાજ્યો સાથે પરસ્પર સહાયના કરારો શરૂ કર્યા અને એસ્ટોનિયા, લેટાવયા અને લિથુઆનિયા સાથે એવા કરારો વગર મુશ્કેલીએ થઈ પણ ગયા. પણ ફિન્લેન્ડ સાથેની વાટાઘાટ નિષ્ફળ નીવડી. ફિન્લેંડની પ્રત્યાઘાતી સરકારે જે હઠીલી નીતિ અખત્યાર કરી એથી એની નેમ સ્પષ્ટ થઈ ગઈ. ફિન્લેન્ડની સરકારે પ્રસિદ્ધ કરેલા હેવાલ મુજબ સોવિયેટની માગણી આ હતી: (૧) ગલ્ફ ઓફ ફિન્લેન્ડમાં જ્યાંથી રક્ષણ થઈ શકે તે હેન્ગો ટાપુ સોવિયેટને ત્રીસ વરસને પટે આપવો, જેના પર સોવિયેટ પોતાનું લશ્કર રાખી શકે. (૨) હોગલેન્ડ અને બીજા કેટલાક નાના ટાપૂઓની પણ સોવિયેટે માગણી કરી હતી અને તેના બદલામાં બમણો પ્રદેશ સોવિયેટ ફિન્લેન્ડને આપવા તૈયાર હતું. (૩) સોવિયેટ–ફિન્લેન્ડ વચ્ચેનો અનાક્રમણનો કરાર મજબૂતકરવો, અને કોઈએ બીજાના દુશ્મન સાથે સહકાર ન કરવો. (૪) કેરેલિયન સામુદ્રધૂનીમાં બંનેની કિલ્લેબંધી નાબૂદ કરવી. (૫) આલેન્ડ ટાપૂ પર ફિન્લેન્ડ પોતાની કિલ્લેબંધી કરી શકે પણ તેમાં બીજી કોઈ સરકારનો સાથ નહિ હોવો જોઈએ. આ મુખ્યત્વે સોવિયેટની માગણી હતી અને તે મંજૂર ન થતાં કરારો તૂટી પડ્યા ને લડાઈ શરૂ થઈ.

## સોવિયેટની પરિસ્થિતિ અને નીતિ

સોવિયેટ નીતિની સમગ્ર પીછાન તો બીજી સ્વતંત્ર પુસ્તિકા મારફત જ આપી શકાય. અહીં આપણે ફિન્લેન્ડ અંગેની તેની નીતિ જ જોઈ લઈએ.

છેક શરૂઆતથી જ સોવિયેટની પરદેશ નીતિ રાષ્ટ્રો માટે સ્વનિર્ણયની, આક્રમણના સામુદાયિક સામનાની, પાડોશીઓ સાથે

મિત્રતાનો સંબંધ પેદા કરવાની, અને તેટલાં રાષ્ટ્રો સાથે પરસ્પર અનાક્રમણનાં અને શક્ય હોય તો પરસ્પર સહાયના કરારો કરવાની અને પોતાના પર હુમલો થાય તો તે મારી હઠાવવાની રહી છે. મોટાં શાહીવાદી રાજ્યો યુદ્ધની તૈયારી કરે છે અને તે યુદ્ધ તેમના પરસ્પરના સ્વાર્થોની અથડામણને લીધે પણ થાય, તેમ જ તે યુદ્ધ સોવિયેટ વિરોધી લડાઈનું સ્વરૂપ પણ ધારણ કરે એનો સોવિયેટને પૂરેપૂરો ખ્યાલ રહ્યો છે. સોવિયેટ–જર્મન અનાક્રમણ કરારને લીધે જર્મની સોવિયેટ પર હુમલો કરે એ યોજના તો તૂટી પડી. અને યુદ્ધ આગળ વધતું અટકી ગયું. લાલ લશ્કરે પોલેન્ડમાં પ્રવેશ કર્યો તે ક્ષણથી બાલ્ટિક રાજ્યોની અંદરનાં હિટલરનાં મથકો એક પછી એક તૂટવા માંડ્યાં. એસ્ટોનિયા, લેટવિયા અને લિથુઆનિયા સાથેના સોવિયેટ કરારોને લીધે જર્મન સરદારોને બાલ્ટિકમાંથી રવાના થવું પડ્યું અને જે આખા દેશોને તેમણે ગુલામીની હાલતમાં રાખ્યા હતા તેમાંથી તે દેશોની જનતા મુક્ત થઈ! ફિન્લેન્ડ સાથે કરાર થઈ શક્યા હોય તો પશ્ચિમ તરફથી બાલ્ટિકમાં આક્રમણ થવાનો સંભવ તદ્દન નાબૂદ થાત.

સોવિયેટને આજે એકલા જર્મન આક્રમણનો ડર એટલો નથી રહ્યો જેટલો બધા મૂડીવાદી રાજ્યો ભેગાં થઈ જઈને સોવિયેટ વિરુદ્ધ યુદ્ધ ઉઠાવે એનો ડર છે. છેલ્લા થોડા દિવસથી બ્રિટિશ મુત્સદ્દીગીરી સોવિયેટને અલાયદું પાડવા માટે અને તેની સામે ફ્રાંસ, ઈટલિ, જર્મની, જાપાન, અમેરિકા વગેરે શાહીવાદી રાજસત્તાઓનો સંયુક્ત મોરચો કરવા માટે સતત પ્રયત્ન કરી રહ્યું છે. અને હિટલરને એમાં ખેંચવાની આશા બ્રિટને હજુ છોડી દીધી નથી.

સોવિયેટ વિરોધી આક્રમણ માટે ફક્ત ફિન્લેન્ડનો જ રસ્તો ખુલ્લો રહે એ જાણ્યા પછી ફિન્લેન્ડનું મહત્ત્વ તરત સમજાય છે. ફિન્લેન્ડ એક દુશ્મન પાડોશી રહે તો સોવિયેટ તેમજ બીજા બધા બાલ્ટિક રાજ્યોની હયાતી ભારે જોખમમાં જ રહે. ફિન્લેન્ડની પાછળ

જો બ્રિટનનો હાથ ન હોત તો ફિન્લેન્ડે કદી પણ આવી વલણુ અખત્યાર ન કરી હોત. નવમી ડિસેમ્બરે હેલ્સિન્કીના એક પરદેશ મંત્રી મંડળ તરફથી કહેવામાં આવ્યું હતું કે : " બ્રિટન, ફ્રાંસ અને આખી દુનિયા ( એટલે શાહીવાદી દુનિયા ) માટે ફિન્લેન્ડની હાર એ પોલેન્ડની હાર કરતાં પણુ વધારે ભયંકર નીવડશે."

પોલેન્ડની જેમ ફિન્લેન્ડ પણુ બ્રિટિશ શાહીવાદની રમતમાં એક પ્યાદું બન્યું. પોલંડની જેમ ફિન્લેંડની સરકારે પણુ પોતાનો નાશ નોતરી લીધો કેમકે, સોવિયેટ સાથે ઝગડો ઉઠાવીને તેણે માત્ર પોતાની જાત પર કુહાડો માર્યો છે. સોવિયેટ સમાજવાદી દેશ હોવાને કારણે અને બીજાં રાષ્ટ્રોને ગુલામ બનાવવાની નહિ પણુ તેમને સ્વતંત્ર થવામાં મદદ કરવાની તેની નીતિ હોવાથી આ ઝગડામાં ફિનિશ પ્રજાને નુકસાન નથી થયું. તેમની તો ગુલામીની બેડી તૂટી રહી છે. ફિન્લેન્ડમાં કોમ્યુનિસ્ટો અને બીજા ઉદ્દામવાદીઓની બનેલી– એટલે કે જનતાના ઘણા મોટા ભાગના પ્રતિનિધિઓની બનેલી સરકાર કુસિનનની આગેવાની હેઠળ હયાતીમાં આવી છે. અને લાલ લશ્કરની મદદથી હેલસિન્કીની પ્રત્યાઘાતી અને જુલ્મી સરકારને ઉથલાવી પાડવાના કામમાં તે આગળ વધી રહી છે. તેણે સોવિયેટ સાથે કરારો કરી દીધા છે અને બંને દેશો વચ્ચે પરસ્પર સહાયનો સંબંધ સ્થપાઈ ગયો છે. ફિન્લેન્ડની કચડાયેલી શોષિત જનતાએ ઊભી કરેલી સાચી પ્રજાકીય સરકાર એ છે.

સોવિયેટની ફત્તેહનાં ત્રણ પરિણામ આવશે. (૧) જુલ્મી સરકારમાંથી ફિનિશ જનતાની આઝાદી જન્મશે. મેનરહિમ અને કેલિઓ જેવા પરદેશી સત્તાના ભાડૂતી જુલમગારોને ઉચાળા ભરવા પડશે. (૨) બાલ્ટિકમાં બ્રિટન અને અમેરિકન મૂડીવાદના સ્વાર્થોને ભારે ફટકો પડશે કેમકે બાલ્ટિક રાજ્યો એ બ્રિટનનાં બજારો જેવાં જ છે. (૩) ઉત્તર તરફથી સોવિયેટ પર હુમલો થવાનો સંભવ નાબૂદ થશે.

ફિન્લૅંડ-સોવિયેટ ઝગડો દુનિયાની આજની સ્થિતિ પર વેધક પ્રકાશ ફેંકે છે. તેમાં આપણે પ્રત્યાઘાત અને પ્રગતિનાં બળોનું ઘર્ષણ સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. દરેક દેશની જનતા આજે સોવિયેટ તરફ મિત્રતા અને આશાની નજરથી જુવે છે કેમકે દરેક દેશમાં રજવાડી, જમીનદારી અને મૂડીવાદી વર્ગોની ગુલામીમાં જનતાનો મોટો ભાગ સપડાયેલો છે. સોવિયેટ યૂનિયન દુનિયાની જનતાની આઝાદી અને પ્રગતિની કૂચમાં સૌથી મોખરે છે. એ જ કારણને લીધે શાહીવાદી, રજવાડી, અને મૂડીવાદી પ્રત્યાઘાતનાં બધાં બળો એની સામે થાય, એની વિરુદ્ધ પ્રચાર કરે અને તેને નાબુદ કરવા માટે આસ્માન જમીન એક કરે છે. ત્રણ વરસ પર સ્પેનમાં ફાસિસ્ટ ફ્રાંકોએ સ્પેનની પ્રજાકીય સરકાર સામે બળવો કર્યો ત્યારે હિટલર અને મુસોલિનીએ ફ્રાંકોને ખુલ્લી રીતે મદદ કરી. બ્રિટને છૂપી રીતે મદદ કરી અને હિટલર તથા મુસોલિની સામે કંઈ જ પગલાં લેવાની તૈયારી ન બતાવી. આજે બ્રિટન ફિન્લેન્ડની પ્રત્યાઘાતી સરકારને બચાવવા માટે તનતોડ મહેનત કરે છે. ઘડીભરમાં લીગ ઓફ નેશન્સને બ્રિટન કબરમાંથી ખોદી કાઢે છે અને સોવિયેટે આક્રમણ કર્યું છે એવો આરોપ લીગ મારફત તેની ઉપર મૂકાવે છે! સ્પેન, ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવાકિયા અને પોલૅંડની બાબતમાં લીગે કશું કર્યું નહિ પણ ફિન્લૅંડને નામે તેણે સોવિયેટને શાપ આપ્યો! લીગ ઓફ નેશન્સ એ બ્રિટિશ અને ફ્રેન્ચ શાહીવાદનું એક રમકડું માત્ર છે અને બીજાં નાનકડાં રાજ્યો જે મોટા શાહીવાદી રાજ્યોનાં દબાયેલાં છે તેમ જ જ્યાં પ્રત્યાઘાતી વર્ગોની સરકાર છે તેઓ શાહીવાદના ગાનમાં સૂર પૂરે છે. એના નિર્ણયને સોવિયેટ ફક્ત હસી કાઢે એ જ યોગ્ય છે.

હકીકત એ છે કે જે રાજ્યોને સોવિયેટ આક્રમણનો ડર હોવાનું કહેવાય છે તે રાજ્યો ઊલટાં સોવિયેટ સામેનાં પગલાંની વિરુદ્ધ હતાં. નોર્વે, સ્વીડન, ડેન્માર્ક, લિથુઆનિયા, એસ્ટોનિયા, બલ્ગેરિયા અને ચીને

પોતાના મત આપ્યા, અને બાર રાજ્યોના પ્રતિનિધિઓ હાજર નહોતા રહ્યા. એથી ઉલટું, સોવિયેટથી હજારો માઇલ દૂર આવેલા દક્ષિણ અમેરિકાનાં કેટલાંક નાનકડાં રાજ્યો—આર્જેન્ટાઇન, ખેરેગ્યુઆ વગેરે જેના પર બ્રિટિશ અને અમેરિકન મૂડીનો કાબૂ છે, તેમણે સોવિયેટનો ડર બતાવ્યો ને સોવિયેટને લીગમાંથી કાઢી મૂકવાની માગણી કરી! બેલ્જિયમ અને હોલેન્ડે સોવિયેટ સામે પ્રતિકારની ૧૬ મી કલમનો ઉપયોગ કરવા સામે વિરોધ કર્યો. આ રીતે લીગ ઓફ નેશન્સ બ્રિટિશ, ફ્રેન્ચ અને અમેરિકન મૂડીનું રમકડું જાહેર થયું. ફિન્લેન્ડને આર્થિક વગેરે મદદ આપવાનું કામ સ્વીટઝર્લેન્ડમાંથી નહિ થઇ શકે કેમકે તે તટસ્થ દેશ છે એમ ત્યાંની સરકારે જાહેર કર્યું એટલે લીગના કારકૂનો જીનેવા છોડીને પારિસ ગયા! લીગની ઓફિસ હવેથી સોવિયેટ વિરોધી કાવત્રાંનો અડ્ડો બને છે અને પારિસ તેનું મથક બને છે. લીગની બેઠક ચાલતી હતી એ જ દિવસોમાં ખબર આવ્યા હતા કે બોલ્શેવિઝમ ( એટલે કે સોવિયેટ ) વિરુદ્ધ સંયુક્ત મોરચો રચવા માટે જર્મની તૈયાર છે!

## લાલ શાહીવાદ?

આક્રમણનો જે અર્થ છે તે અર્થમાં સોવિયેટના કાર્યને આક્રમણ કહી શકાય ખરૂં? એક દેશ કે એક સમુદાય બીજાને ગુલામ બનાવવા માટે અને તેનું શોષણ કરવા માટે તેના પર હલ્લો કરે અને ત્યાંની જનતાની સ્વતંત્રતા હરી લે તેને આક્રમણ કહી શકાય. આક્રમણ એ મૂડીવાદ અને શાહીવાદમાં જ શક્ય હોય છે, સમાજવાદી દેશ માટે આક્રમણ શક્ય કે જરૂરી નથી. “સોવિયેટ શાહીવાદ” એ શબ્દો પરસ્પરથી તદ્દન વિરુદ્ધ એવા બે ખ્યાલો રજૂ કરે છે. સોવિયેટ એટલે શાહીવાદ, મૂડીવાદ, જમીનદારશાહી અને રજવાડાશાહી નાબૂદ કરનાર, જનતાનું સાચું પ્રતિનિધિ તંત્ર. જ્યારે, એ આખી પ્રત્યાઘાતી અને શોષણપ્રધાન સમાજ રચનાને ટકાવી રાખનાર બળ એટલે

શાહીવાદ. શાહીવાદનું જ્યાં નામનિશાન નથી તેજ તંત્ર શાહીવાદી આક્રમણ કેવી રીતે કરી શકે ? પોલેન્ડમાં લાલ લશ્કરે જઈને હિટ-લરની આગેકૂચ અટકાવી અને પોલિશ યૂક્રેઈનની જનતાને આઝાદી અપાવી અને મજૂર, ખેડૂત જનતાએ મૂડીવાદી, જમીનદારશાહી બળોને નાબૂદ કર્યાં. એ કાર્યને પણ આક્રમણ અને લાલ શાહીવાદ તરીકે બ્રિટિશ પ્રચારકોએ વર્ણવ્યું હતું. આપણી કોન્ગ્રેસ દેશી રાજ્યોમાં ચાલતી પ્રજાકીય લડતોને મદદ કરે અને આગળ જઈને દેશી રજવાડાશાહીને સાવ નાબૂદ પણ કરે તો તે શું આક્રમણ અને શાહી-વાદ કહેવાશે ? બ્રિટિશ હિંદ સ્વતંત્ર થઈ જાય અને રજવાડી હિંદમાંથી રાજાશાહી નાબૂદ કરે તો તે શું રજવાડી હિંદ પર આક્રમણ ગણાશે ? રાજકોટના વીરાવાળાને કે ત્રાવણકોરના રામસ્વામી આય્યરને આપણે પ્રજાના સાચા પ્રતિનિધિ માનીશું ? તેમની વાતો આપણે સાચી માનીશું અને પ્રજાકીય આઝાદીની લડત કચડી નાખવાની તેમની પ્રવૃત્તિને આપણે દેશનું રક્ષણ કરેલું ગણશું ? એમ જો આપણે ગણી શકીએ તો જરૂર આપણે કહી શકીએ કે ફિન્લેન્ડનો મેનરહીમ આજે ફિન્લેન્ડનું રક્ષણ કરી રહ્યો છે. વીરાવાળા કે સર સી. પી. રામસ્વામી આયર પ્રજાનું નહિ પણ રજવાડાશાહી અને શાહીવાદનું રક્ષણ કરે છે એ જેટલું સ્પષ્ટ છે એટલું સ્પષ્ટ એ પણ છે કે મેન-રહીમ એ ફિનિશ રજવાડાશાહી અને પરદેશી શાહીવાદી અને મૂડી-વાદી હિતોનું રક્ષણ કરે છે અને તેમ કરવામાં ફિનિશ જનતાના જીવનને જોખમમાં નાંખે છે અને તેમની ગુલામી કાયમ કરવાનો પ્રયત્ન કરે છે.

ફિન્લેન્ડના સવાલ પર આપણે ત્યાં ભારે અંધાધુંધી પ્રવર્તી રહી છે અને આપણા કેટલાક બુદ્ધિશાળી મનાતા લોકો પણ સોવિયેટ સામે ઊકળી ઊઠે છે ને " સોવિયેટ આક્રમણ, " " લાલ શાહીવાદ " વગેરે પોકારો ઉઠાવે છે. ખરૂં જોતાં એ પોકારો બ્રિટિશ શાહી-વાદના ઉચ્ચારણોના પડઘા જ છે.

સોવિયેટ રશિયા વિષેની ચોક્કસ સમજણુ અને તેના તરફની સ્પષ્ટ વલણુ એ કોઈ સામ્યવાદી કે સમાજવાદીની અંધશ્રદ્ધાનો વિષય નથી પણુ આપણુા દેશની અને દુનિયાની આઝાદી માટેની એક અનિવાર્ય જરૂરિયાત છે. દરેક દેશપ્રેમીએ, આઝાદી માટે લડવા તૈયાર રહેનાર દરેક જણે બ્રિટિશ શાહીવાદની સોવિયેટ વિરુદ્ધની બાજી સ્પષ્ટ રીતે સમજી લેવી જોઇએ અને સોવિયેટનો બચાવ કરવા અને તેના પ્રત્યે સહાનુભૂતિ અને એકતા વ્યક્ત કરવા તૈયાર રહેવું જોઈએ. બ્રિટિશ શાહીવાદ આજે ખરૂં જોતાં જર્મની સામે નથી લડતો પણુ સોવિયેટ સામે લડે છે. બ્રિટિશ સામ્રાજ્ય એ પ્રત્યાઘાત અને ગુલામીનું મુખ્ય બળ છે, સોવિયેટ એ પ્રગતિ અને આઝાદીનું મુખ્ય બળ છે. સોવિયેટ વિરુદ્ધના પ્રચારના ભોગ બનવું એ શાહીવાદી જાળમાં ફસાવા બરાબર છે.

## સમાજવાદનો દ્રોહ

સમાજવાદીઓમાંથી કેટલાક જ્યારે બ્રિટિશ પ્રચારના ભોગ બને છે ત્યારે તે નબળાઈ માત્ર અજ્ઞાન નહિ પણુ ગૂનાનું સ્વરૂપ ધારણુ કરે છે. સામાન્ય માણુસો બ્રિટિશ પ્રચારયંત્રમાં ફસાઈ જવાનો સંભવ છે પણુ સમાજવાદી પાસેથી તો લોકો એટલી આશા રાખે જ કે તે એમાં ન ફસાય અને સમાજવાદી સોવિયેટની નીતિ અને તેનાં કાર્યો સારી રીતે સમજે સમજાવે. ઈંગ્લેંડના મજૂર પક્ષ જેવા "સમાજવાદીઓ" સોવિયેટને વખોડે છે એ આપણે જાણીએ છીએ અને સાથે સાથે એ પણુ જાણીએ છીએ કે એ "સમાજવાદીઓ" પોતાના દેશની મૂડીવાદી શાહીવાદી સરકારને પણુ ટેકો આપે છે. બ્રિટિશ મજૂર પક્ષ જ્યારે ૧૯૩૦ માં સત્તામાં હતો ત્યારે તેણે જ હિંદની આઝાદીની હિલચાલને લાઠી, ગોળી અને જેલ વડે કચડી નાખી હતી. એવા "સમાજવાદીઓ" સમાજવાદ કે જનતાની આઝાદીનું હિત આગળ નથી વધારતા પણુ મૂડીવાદનાં હથિયાર રૂપે જ વર્તે છે. મૂડીવાદીઓ સોવિયેટનો વિરોધ કરે તેને લોકો હસી

છે અને તેમના સ્વાર્થની બાજી તરીકે સમજી જાય છે પણ "સમાજવાદીઓ" જ્યારે સોવિયેટ પ્રચાર કરે છે ત્યારે લોકો ામણમાં પડે છે અને ખોટે રસ્તે દોરવાય છે. સમાજવાદ એ ી એક માનસિક કલ્પના કે સ્વર્ગનું સ્વપ્નું નથી પણ માનવજાતની ંત્રતા, સમૃદ્ધિ અને શાંતિ માટેની લડત છે. એ લડતમાં શાહી- દુશ્મનોના હાથમાં ન ફસાવું એ પણ ખાસ જરૂરી છે. વયેટ સામે હુમલાની પૂરેપૂરી ખબર હોવા છતાં સોવિયેટ જો લેન્ડ કે પોલેન્ડને તે કાર્યમાં હથિયાર બનતાં ન રોકે તો તે માજવાદનો દ્રોહ જ ગણાય. એ કદી પણ ન ભૂલવું જોઈએ કે નેયામાં આજે સોવિયેટ રશિયામાં નવી સંસ્કૃતિ, નવી સંસ્કારિતા માનવતાનો ઉગમ થઈ રહ્યો છે. એ એક જ એવો દેશ છે જેના ી જગતની તમામ કચડાયેલી પ્રજા આશા અને ઉત્સાહપૂર્વક હાળી રહી છે. સોવિયેટની સંરક્ષિતતા માત્ર સોવિયેટ એકલાને જ . પણ આખી કચડાયેલી દુનિયા માટે એક જીવનકટોકટીની ુ છે. એની ભણી ઉપેક્ષા કે આંખ આડા કાન ન થઈ શકે. ી સામે કાવતરાં થતાં હોય ત્યારે તે હાથ જોડી બેસી રહે એવું નહિ ઈચ્છી શકે. અને તેમાં દુશ્મન બધાં હથિયાર વાપરતો હોય સોવિયેટને કે આઝાદી માટે લડતી પ્રજાઓને કહેવું તેમણે ન વાપરવું કે "અહિંસા" પાળવી એ તેમને ગુલામ થવાનું બરાબર અને શાહીવાદને ઉત્તેજન આપવા બરાબર છે. કોઈ ષ્ટ્રપ્રેમી એવું ન જ કરી શકે—સમાજવાદી તો કેમ જ કરી શકે?

નાના સરખા ફિન્લેંડનો સોવિયેટને ડર લાગી ગયો?" એમ દલીલ કરે છે, તેમણે સમજવું જોઈએ કે સોવિયેટને ફિન્લેંડનો ાથી લાગતો પણ ફિન્લેંડને પારકાના હાથનું હથિયાર બનતું કવવું છે. દુનિયામાં ઘણાં નાનાં સ્થળો રાજકીય અને લશ્કરી મે ભારે મહત્ત્વનાં હોય છે—જીબ્રાલ્ટર, માલ્ટા, ડાર્ડેનલ્સ, સુવેઝ, કાંગ, સિંગાપોર વગેરે જાણીતાં નાનાં પણ બહુ મહત્ત્વનાં સ્થળો

છે. હિંદની ઉત્તર સરહદ, ખૈબરઘાટ વગેરે સ્થળોનું રિ
કેટલું જતન કરે છે એ આપણે ક્યાં નથી જાણતા ?
એવું જ મહત્ત્વ છે અને એવા મહત્ત્વના સ્થાનમાં
છુપાઈ રહેવા દે ?

આજે ચાલતા બીજા શાહીવાદી યુદ્ધમાં ફિન્લેન્ડ સરકારનો અંત એક ઘણી મહત્ત્વની ઘટના છે. બ્રિ દુનિયામાં મોટામાં મોટું પ્રત્યાઘાતી બળ છે અને તે એ યનને ઘેરી લઈ તેની સામે બધાં શાહીવાદી–મૂડીવાદી રા એકત્રિત કરવા માગે છે એ નીતિ ફિન્લેન્ડમાં વધારે છે. એ નીતિ સોવિયેટને ગૂંગળાવી શકે એમ નથી અ તોડીને સોવિયેટ સફળ રીતે પોતાનું રક્ષણ કરી શકે નહિ પણ કચડાયેલી પ્રજાઓને આઝાદી માટે સહાય આપી શકે એમ છે એ પણ સ્પષ્ટ થયું છે. ધીમે શાહીવાદની આસપાસ પ્રત્યાઘાત, દમન, શોષણ, ગુલ અને વિનાશનાં બળો ભેગાં થઈ રહ્યાં છે અને સોવિયે પ્રગતિ, આઝાદી, સહકાર, શાંતિ, સમાજવાદ અને ૭ એકઠાં થઈ રહ્યાં છે અને આખરી ફેંસલાનો સમય ન જાય છે. જીવનનાં બળો વિનાશનાં બળો પર જીત વિશે શંકા નથી.

---

આ પુસ્તિકા કેશવલાલ સાંકળચંદ શાહે ધી વીરવિજય પ્રેસ સાગરની
અમદાવાદમાં છાપી શ્રી. ભોગીલાલ ગાંધી ( મંત્રી–અમદાવાદ મ
સમાજવાદી પક્ષ ) એ પ્રસિદ્ધ કરી. તા. ૧–૧–૧૯૪૦